શિશુ સાહિત્યમાળા; પુષ્પ ૧૮મું.

# બારોટનાં ઉખાણાં.

લેખક,
ગુલાબસિંહ.

—પ્રકાશક—
જેચંદ તલકશી એન્ડ સન્સ,
એમ્પાયર બીલ્ડીંગ, હોર્નબી રોડ,
મુંબઇ.

કિંમત ૦—૨—૦.

આવૃત્તિ પહેલી. સને ૧૯૩૯



શિશુ સાહિત્યમાળા.

સંપાદક:

**વજુભાઇ દવે,**

એલિસબ્રિજ, અમદાવાદ.

મુદ્રક,

મનુભાઈ અમૃતલાલ શેઠ,

સ્વાધીન મુદ્રણાલય, રાણપુર.

# લીમડે ચડી ધો.

ઇંદુબેનના ફૂલ્યા ગાલ,
તબલાં ઉપર વાગે તાલ;
તાલ વાગે તેવડો,
ચપટી ખાધો ચેવડો;
ચેવડો લાગ્યો તીખો તમ,
ઝાંઝર વાગે બોલે છમ;
ઝાંઝર પગે, હાથે કડું,
કૂદકો મારતો લીમડે ચડું.

# ગામના ઊંદર ખુચા કરી ઘો.

અખાડાનો આખલો,
ગણુતાં થાકયો દાખલો;
દાખલા ઉપર સાથિયો,
ઊંધો લટકે નાથિયો;
નાથિયા ઉપર નગારૂં,
ગૉળ ખાય તગારૂં;
તગારાનું તળિયું ટૂટે,
હાજીડાનો મૂંડો ફૂટે;
મૂંડા ઉપર ચોટલી,
દોડી જાય પોટલી;
પોટલી અંદર ડુચા,
ગામના ઊંદર ખુચા.

# પાડીના ડોળા ફાડી ઘો.

વાજાં વાગે વાદીનાં,
કપડાં પહેરો ખાદીનાં;
ખાદી પે'રી જાજો ગામ,
વળતાં બોલો સીતારામ;
રામ જીતે લંકા નગરી,
ભેંસ દૂઝે મારી ભગરી;
ભગરી રણકે ખાડુમાં,
ગુંદર નાખ્યો લાડુમાં;
લાડુ ખાય વસ્તા ભાભા,
ફાટેલ ગોદડું તેના ગાભા;
ગાભા નાખ્યા ગાડીમાં,
ને ડોળા ફાટયા પાડીના.

## વાંદરાંને કૂદાવી દ્યો.

કહાણી કહું,
સાંભળો સહુ;
એક હતો રાજા,
રોટલા તાજા;
ખાવ ખાજાં,
ખાજાં મીઠાં;
પંખી દીઠાં,
પંખી ઊડયાં,
વાંદરાં કૂદ્યાં.

## શીવાને ઘી ખવડાવી દ્યો

મોરલા નાચે,
રંગમાં રાચે;
રંગ રંગે લીલો,
ગાડીનો ચીલો;
ગાડીનો માફો,
રજપૂતનો સાફો;
સાફો કાળો,
કૂતરો પાળો;
કૂતરૂં કાબરૂં,
કૂબાનું છાપરૂં;
કૂબામાં દીવો,
ઘી ખાય શીવો.

# જમાતમાં વીસ બાવા બોલાવી ઘો

આબુ પર્વત આભે અડે,
ચૂલા ઉપર ખીચડી ચડે;
ખીચડી ખાય મોટા શેઠ,
ગોળા જેવું એનું પેટ;
પે ટ ઉ પ ર ડૂં ટી,
મ હે તો ખ ણે ચૂં ટી;
ચૂંટી ખણતાં પાડી ચીસ,
જમાત આવી બાવા - વીસ.



## ગઢમાં નગારું વગડાવી દો.

તરતું આવે લાકડું,
ઝાડે ઠેકે માકડું;
માકડા ઉપર માખી,
ગાયની બળી ચાખી;
ચાખતાં લાગી મીઠી,
બાને લખી ચિઠ્ઠી;
ચિઠ્ઠી ઉપર ચાંદલો,
નાનો કીકો માંદલો;
માંદલો ખાય તગારું,
ગઢમાં વાગે નગારું.

## મામાને ઘેર બોલાવી દો.

ઝાડે બેઠા ચકા રાણા,
ગાંઠ બાંધી ખેંચી તાણા;
તાણી ગાંઠ છૂટે નહિ,
પાલી ધાણી ખૂટે નહિ;
ખૂટે નહિ તો કાલે ખા,
ગાણું ગા તો તાલે ગા;
તાલે ગાયું સારી પેર,
મામા આવ્યા આજે ઘેર.

## બળદને હળે જોડી દ્યો.

રામજીનું ગાડું,
બકરૂં ખાડું.
બકરાની લીંડી,
ખેતરમાં ભીંડી;
ભીંડીની દોરી,
સોપારી ખોરી;
સોપારીની ફાટ,
દીવાની વાટ;
વાટ ઝટ બળે,
બળદ જોડ હળે.

## વીજળી પાડી દ્યો,

દરિયો ડોલે,
મોરલા બોલે;
મોરની પીંછી,
નીકળ્યો વીંછી;
વીંછીનો કાંટો,
પાણીનો છાંટો;
પાણી મોળું,
રીંગણાં તોળું;
રીંગણાંનો ઓળો,
રૂપિયો ખોળો;
રૂપિયો જડે,
વીજળી પડે.

# નદી કાંઠે ભોથું ઊગાડી દો.

વાંદર વાંદર, હૂક હૂક,
ગાડી ચાલે, છૂક છૂક:
છૂક ગાડીનો પાવો,
ભજન ગાય, બાવો;
મીરાંબાઇનું ભજન ગાય,
લોક બેઠાં ઝોકાં ખાય;
ઝોકું ખાતાં, આવ્યું ગોથું,
નદી કાંઠે ઉગ્યું ભોથું.



# ચિનુભાઈનો બંગલો બતાવી દો.

ભંગી વાસનાં બાળકો,
સૂતર વીંટે ફાળકો;
ફાળકો ટાંગ્યો ખીંટીએ,
આંગળી વાઢી વીંટીએ;
વીંટી અંદર રાતું નંગ,
ભાભીજીનો કાળો રંગ;
રંગ રંગે રંગલો,
પેલો, ચિનુભાઇનો બંગલો.

# વાંદરું પાળી આપો.

મે આવ,
ખેતર જાવ;
ખેતર ખેડો,
બચુને તેડો;
બચુ હસે,
કૂતરું ભસે;
કૂતરું કાળું,
વાંદરું પાળું.

## કાગડાને કાને કોડી બાંધી આપો.

બાળકો રમે આટાપાટા
રેલગાડીના સીધા પાટા
પાટા ઉપર ગાડી
ચાલી જાય દાંડી'
ગાડીમાં બે વાંદરા
ગઢ ઉપર કાંગરા
કાંગરે કાંગરે મોતી
ખોટી પૈ મેં ગોતી
પૈ ઉપર રાજાની છાપ
કાતર લઈને કપડું કાપ
કપડા ઉપર કાળો રંગ
નાટકમાં મેં પાડયો ભંગ
નાટક કરતાં રાજાનો
સૂર તુટયો વાજાનો
વાજામાં વાગે ટોડી
કાગડાને કાને કોડી

## રૂપિયો સાચો કરી આપો.

ભાઇ રે ભાઇ
મીઠી સગાઈ
મીઠી સગાઈ
વાપરો પાઈ
પાઇની સૂંઠ
વહેલો ઊઠ
વહેલો ઊઠ
સવાલ પૂછ
સવાલ કાચો
રૂપિયો સાચો

# શેરીનાં કૂતરાં ભસાવી દો.

રામીબાઇનું પોલકું,
ગધેડાનું ખોલકું;
ખોલકા ઉપર ખીમલો,
પૂંછડી તાણે ભીમલો;

ભીમા ભગત ક્યાં જાવ ?
મૂળા વેચ્યા મોંઘે ભાવ;
ભાવ પૂછયા કેરીના,
ને કૂતરાં ભસ્યાં શેરીનાં.



## બાબીને હાશ કહેવરાવી દ્યો.

રામો રામી વાતો કરે,
દરિયામાં તો હોડી તરે;
તરતી હોડી આવી પાસ,
અંદર બેઠા તુલસીદાસ;
દાસ દાસ ખાધી છાશ?
બાબી થાકી બોલી હાશ.

## વરસાદ વરસાવી આપો.

ફૂલની કળા,
બાગમાં માળા;
બાગમાં છોડ,
કેરી તોડ;
કેરી ખાટી,
ગોટલી દાટી;
માટીનો ઘડો,
રબ્બરનો દડો;
દડો દડે,
વરસાદ પડે.

# પોપટને લીલું મરચું ખવરાવી દ્યો.

ડાહ્યા પોપટ દાણા ખા,
મીઠું સુંદર ગાયન ગા;
ગાતાં ગાતાં થાકી જા,
જઈ નદીઓનાં નીરે ન્હા;
ન્હા, ને ઝટપટ ઊડી જા,
લીલું મરચું ખાંતે ખા.



## ચાર ગધેડાંને જતાં કરી દો.

ખભે ખડીઆ હાથે પેન,
વાંચે બેઠી નાની બેન;
બેન બેન વાંચો શું ?
વાજાં વાગે, નાચું હું;
હું ને ઈંદુ ખાતાં'તાં,
ચાર ગધેડાં જાતાં'તાં.

## નેતરાંથી છાશ ફેરવી દો.

ઘોડાગાડી મોટરગાડી,
બાએ લીધી રાતી સાડી;
સાડી ઉપર ધોળી ભાત,
તારા ચમકે કાળી રાત;
રાત અંધારી ધોળો દિ',
બાપા લાવ્યા મગનું બી';
બી વાવ્યું ખેતરે,
છાશ ફેરી નેતરે.

# સો માછલીઓને ઝાડ પર ચડાવી દ્યો.

કાળી ગાય, ધોળી ગાય;
બાબુ બાને, પાણી પાય;
પાણી પીને, બેસી જાય;
બેઠાં બેઠાં, ગીતો ગાય;
ગાતાં ગાતાં, રાત પડી;
સો માછલીઓ. ઝાડે ચડી:



## આંબા ઉપર મોર બોલાવી દો.

મુલ્લાં બોલે સાંજે બાંગ,
ખેતર વચ્ચે ઉગ્યું કાંગ;
કાંગ ખેતર ભાભા જાય,
શેઢે શેઢે વાવી રાઇ;
રાઇના દાણા ઝીણા ઝીણા,
બિલ્લીના નખ તીણા તીણા;
તીણા નખમાં ઝાઝું જોર,
આંબે બેસી બોલે મોર.

## ગંગા ડોશીને કાશી મોકલી દો

રાજાજીની લાંબી મૂછ,
ગધ્ધાજીનું ટૂંકું પૂંછ;
પૂંછ ઉપર જાડા વાળ,
કાબરચીતરું, કૂતરું પાળ;
કૂતરું પાળી, ખેતર જા,
સાંભળ બોલે તેતર આ;
તેતર બોલી, નાસી જાય,
ગંગા ડોશી, કાશી જાય.

## કાશી પાસે ભેંસ દોવરાવી દ્યો.

વાવે પટેલ આંબો,
તેનો ભાઈ લાંબો;
લાંબો જાય ગામડે,
ઢોલ મઢયો ચામડે;
ચામડે ચોડયું મોતી,
કાશી ભેંસ દોતી.

## વાંદરા ભાઈને ઝાડ ઉપર ચડાવી દ્યો.

તીખો મીઠો ખાધો તજ,
કપડાં ઉપર ઊડી રજ;
રજ ઊડી, ચાલી ગઈ,
બાની પાલી ખાલી ગઈ;
ખાલી ગઈ તો શું કરૂં ?
તરતું નાસે કૂતરું;
કૂતરા ભાઇના એવા ઢંગ,
બાએ પટ્ટો બાંધ્યો તંગ;
તંગ પટ્ટો તૂટી પડયો,
હૂપ વાંદર ઝાડે ચડયો,

## બાંડા ઊંદરને નચાવી દો.

ઊંચે લટકે પાંજરું,
બિલ્લી બચ્ચું માંજરું;
માંજરું ચાટે ચપચપ,
લાડુ કર્યાં લચપચ;
લચપચ લાડુ ખાધા,
આવો પટેલ માધા;
માધા પટેલ ગાંડા,
નાચે ઊંદર બાંડા.

## ઝાડ ઉપર કીડીને ચડાવી દો.

ગોરી ગાયનું શીંગડું,
માછલી ઉપર ભીંગડું;
ભીંગડું જાય તૂટી,
નાની કોડી ફૂટી;
ફૂટી થયા કટકા,
બાબી કરે લટકા;
લટકા કરતાં પડી ગઈ,
ઝાડે કીડી ચડી ગઈ.

# સાત ઊંદર પાસે ગીત ગવરાવી દ્યો.

કોયલ બેની કાળાં કાળાં,
ચાર દરવાજે દીધાં તાળાં;
તાળાં દીધાં ખૂલે નહિ,
ભાનુ ગાતાં ભૂલે નહિ;
ભૂલે નહિ ને ભણવા જાય,
પેલી કાબર, ચણવા જાય;
ચણતાં ચણતાં, તૂટી ચાંચ,
અજવાળામાં બેસી વાંચ.
વાંચી નાખો સુંદર વાત,
ચૂં ચૂં ગાતા ઊંદર સાત.

# ધોળા કૂતરાને પાળી ધો.

કપડાં ઉપર ચાલે ઇસ્ત્રી,
વાવ ખોદાવે લાલો મીસ્ત્રી;
મીસ્ત્રી મીસ્ત્રી કેવી મજા,
મંદિર ઉપર ફરકે ધજા;
ધજા ફરુકે ધોળી,
ખેતર ખેડે કાનો કોળી;
કોળી બાંધે મોળિયું,
પાળ્યું કૂતરું ધોળિયું.



# ચાંચડનો કાન ખેરવી દો.

ઝાડે ઝાડે હાથી ચડે,
આકાશેથી તારા ખરે;
ખરતા તારા ખોવાયા,
એક ખાટલાને સો પાયા;
પાયે પાયે નાનું ગામ,
ગામ લાગે સનાં સામ;
સામ સામે કીડી લડે,
જઈ દરિયાની વચ્ચે પડે;
દરિયો ડોલે રોતો જાય.
આંખે આંસુ લોતો જાય;
આંસુ લોતો નીચે પડયો,
ચાંચડ ભાઇનો કાન ખડયો.

## છછૂંદરની ફોઈ શોધી ઘો.

જાળી ઉપર જાન જાય,
કાળો કાગડો પાન ખાય;
પાન ખાતાં ભાંગી ચાંચ,
કટકા થયા પૂરા પાંચ;
પાંચ પાણા શેકી ખાય,
ઊંદર બિલ્લી રમવા જાય;
રમતાં બિલ્લી રોઈ પડી,
છછૂંદરની ફોઈ જડી.

## ધોળા ઊંદરો પાસે ચૂંચૂં કરાવી ઘો.

દાળ ભાત, દાળ ભાત,
ઝટ ખાવ, મૂકો વાત;
વાતે વડાં થાય નહિ,
બાબુ માથે ન્હાય નહિ;
ન્હાય નહિ ને ઊંઊં કરે,
ધોળા ઊંદર ચૂંચૂં કરે.

# હાજાભાઈની મૂછ લાંબી કરી દ્યો.

બકરી ઉપર બેઠો કાગ,
ફળિયા વચ્ચે નાસે નાગ;
નાગ પેસે દરમાં,
બાબો બેઠો ઘરમાં;
ઘરમાં બાબો, મીની બે,
ડોશી બેઠાં વાર્તા કે';
વાર્તા કહેતાં રાજાની,
લાંબી મૂછ હાજાની.



## મોટી ભાભીને હાર પહેરાવી દો.

વાજું વાગ્યું તબલું વાગ્યું,
જંગલ રસ્તે સૂવર ભાગ્યું;
ભાગીને ડુંગરમાં ગયું,
રસ્તે જાતાં મોડું થયું;
મોડું થતાં વાગ્યા બાર,
મોટી ભાભી પેરે હાર.

## શિયાળામાં ગાજર વાવી દો.

નાથી દોડે હાથી ભાગે,
ફળિયામાં તો ઢોલ વાગે;
વાગે ઢોલ બોલે પાવા,
બમ બોલે નાગા બાવા;
બાવા બાવા ક્યાંથી આવ્યા ?
શિયાળામાં ગાજર વાવ્યાં.

## કીડીને દરમાં મોકલી દો.

ચીલે ચીલે ગાડું જાય,
લીલો ચારો પાડું ખાય;
ખાતું ખાતું, એં એં કરે,
કાળી બકરી, બેં બેં કરે;
બેં બેં કરતાં બેસી ગઈ,
દરમાં કીડી પેસી ગઈ.

## ચાર હાથીને ઝૂલાવી દો.

ગામ આવ્યું માતર,
ત્યાંથી લીધી કાતર;
કાતરમાં બે કાણાં,
બેને થાપ્યાં છાણાં;
છાણાં નાખ્યાં ચૂલે,
ચાર હાથી ઝૂલે:

## પીળા સાડલા ઉપર ભાત પાડી દો.

ઉનાળે તો ઉનો વા,
ઠંડું મીઠું પાણી પા;
પાણી ઉપર પરપોટા,
રૂપિયા દીધા ત્રણ ખોટા;
ખોટા રૂપિયા ઠક ઠક,
મૂકો ખોટી રકઝક;
રકઝક કરતાં રાત પડી,
પીળે સાડલે ભાત પડી.

## મગનને ગાડીમાં બેસાડી આપો.

હજામ કાપે લાંબા વાળ,
બિલાડીનાં નાનાં બાળ;
બિલ્લી ખાય ઉંદર,
બાવળમાં થાય ગુંદર;
ગુંદરનો તો ગુંદરપાક,
સામું જોઈને બંદૂક તાક;
બંદૂક પડી વાડીમાં,
મગન બેઠો ગાડીમાં:

# હીરાનું ભણતર.

ગામનો પટેલ વીરો,
તેનો છોકરો હીરો;
હીરો રમે રાતને દિ',
દિવસે ખાય ખીચડી ઘી;
હીરો મોટો થાતો જાય,
સાત વરસની ઉમર થાય;
વીરો પટેલ ને ગામનો ગોર,
વાતે ચડયા ખરે બપોર;
ગોર કરે વીરાને વાત,
વરસ થયાં હીરાને સાત;
જઇ પહોંચો પાસેના શહેર,
હીરાને ભણાવો સારી પેર;
હીરો ગયો ભણવા,
મંડયો ગણિત ગણવા;
લેખાંની તે કૂંચી ભણ્યો,
આણપાણ ભાગાકાર ભણ્યો;
ભણીગણી બાજંદો થયો,
ચાર ગુજરાતી પાસ થયો;

ભણતાં ભણતાં ખૂબ ભણ્યો,
અંગ્રેજી પહેલીમાં પડયો;
પહેલીથી બીજીમાં ગયો,
ત્રીજીને ચોથી એ ભણ્યો;
પાંચ અને છ સાત ભણ્યો,
વીશે મેટ્રીક પાસ થયો;
ભણી ગણીને પહોંચ્યો ઘેર,
સૌએ જાણ્યું લીલાલે'ર;
હીરો કરે નોકરીની શોધ,
ચારે બાજુ મોટી ખોટ;
નોકરી શોધી જડે નહિ,
હીરો નોકરી કરે નહિ;
આવ્યો તે ભટકીને ઘેર,
થાકયો તે બહુ સારી પેર;
ભણીગણી બાજંદો થયો,
ઘરનું ભણતર ભુલી ગયો;
ખેતી કરતાં શીખ્યો નહિ,
ઘરનું ભણતર ભણ્યો નહિઃ

# ઊંદરને બાંડો કરી દ્યો.

ફોટા પાડો ફોટા,
રૂપિયા દીધા ખોટા;
ખોટા રૂપિયા ખોદા,
કેમ કરીશું સોદા?
સોદો ઝટ થાય નહિ,
બકરી પત્થર ખાય નહિ;
પત્થર ઉપર બાંધ્યો ગઢ,
હોડી ઉપર બાંધ્યો સઢ;
સઢ ખેંચે હોડીને,
કાચ દીધો તોડીને;
તૂટયો કાચ કટકા બાર,
કાં રાજા તીડાને માર!
ટીડો માર ખાય છે,
ઊંદર બાંડો થાય છે.

## કૂવામાં માટલી ડૂબાડી દો.

મારી બેન રાજુ,
ખાય થોડા કાજુ;
કાજુ લાગે ખારા,
પે'ર હાર તોરા;
તોરા અંદર મોતી,
કાળી કોયલ રોતી;
રોતી રોતી ઊડી ગઈ,
કૂવે માટલી ડૂબી ગઈ.

## ચાંદરી ભેંસને રણકાવી દો.

કચ્છી રણમાં રેતી,
ભાભી વાત કે'તી;
વાત કે'તી કાનમાં,
ઢોલ વાગ્યો જાનમાં;
જાનમાં જાય કીડી,
ફળિયા વચ્ચે સીડી;
સીડી ઉપર ચાંદરી,
ભેંસ રણકે ચાંદરી.